# મહાત્માજીની જેલ જાત્રા

—ને—

# ખાદીનો ઉપદેશ.





સંગ્રહ કરી છપાવનાર,

રાયચંદ હીરાચંદ શાહ,

સ્ટેશન રોડ, સુરત.

---

કીંમત રૂા. ૦-૧-૦

# મહાત્માજીની જેલ જાત્રા

# ને ખાદીનો ઉપદેશ.

### દોહરો.

ગંગાજળ નિરમળ સમુ, સુધ્ધ પવિત્રજ સાર
તેનું કુપ. જો માહરૂં તો પડ પાસા પોબાર.

---

### દારૂ-તાડીનો ફટકો.

રાગ-ખુને જીગરકો પીને હું બસ ગમમે તોરે યાર.
દારૂ તાડીની દીવાનીગા, ડુબી હીંદુસ્થાન
છોડો હવે તો હદ વળી, ઓ હિંદુ મુસલમાન
શું સ્વાદ હશે એ મીઠા, કંઇ લાજ વિનાના દીઠા
શોધે દારૂના પીઠારે, ઓ હિંદુ મુસલમાન ૧
કંઇ લથડીયાઓ ખાતા, કોઇ નમ વળી દેખાતા
છતા નથી શરમાતારે. ઓ હિંદુ મુસલમાન ૨
કંઇ ન્યાતવરો જો આવે, તાડીનાં ઘડીયાં લાવે
પછી પંગતમાં પીરસાવેરે, ઓ હિંદુ મુસલમાન ૩
કોળી દુબળા ને ઘાંચી, ખતરી ગોલા ને માછી
પીતા તે ઢીચીરે, ઓ હિંદુ મુસલમાન ૪

ઉગ્ર રવીના કીર્ણે, સખ્ત મજુરી કરતા
પીઠામાં પઇસા ભરતારે, એ હિંદુ મુસલમાન ૫
ગુલામી કયારે છુટે દારૂ પીવાનો મુકે
ત્યારે ગુલામી તુટેરે એ હિંદુ મુસલમાન ૬
જે પાપ જેમાં ગણુતા તેમા મદદ શું કરતાં
દેશના દ્રોહી થાતારે એ હિંદુ મુસલમાન ૭
દારૂ તણા દીવાના રહેશો કુફન વિનાના
વળી સ્થિર નહિ ઠરવાનારે એ હિંદુ મુસલમાન ૮
પીતા થયા નરનારી ખોયું ખાતું આગકારી
કમાણી ચાલી ભારીરે એ હિંદુ મુસલમાન ૯
કોઇ ભાંડ મુખથી બોલે ગાંડાની રાફક ડોલે
ઇજ્જતના પડદા ખોલેરે એ હિંદુ મુસલમાન ૧૦
મા બ્હેન વહુ ને દીકરી આંખે કદી નવ જોતા
મનમાં આવે તે બકતારે એ હિંદુ મુસલમાન ૧૧
દીન રજનિની ચથડાતાં કંઈ તિમીરમા કુટાતા
ગટરમાં ગોથા ખાતારે એ હિંદુ મુસલમાન ૧૨
ભા ગા મ બ કરીને બકતા નિશામા લવારી કરતા
રખડેલ સમ રવડતા એ હિંદુ મુસલમાન ૧૩
કો પીવા પીઠામાં જાગે કો ખાનગી મંગાવે
એ દેશને ડુબાવેરે એ હિંદુ મુસલમાન ૧૪
ઓ ભ્રાત ભગિની મારા વ્યસન એ નઠારા
મુકો નિશાથી રહો ન્યારારે એ હિન્દુ મુસલમાન ૧૫

# મહાત્મા ગાંધીજીનો લેખ.

(લાગી લગન મને તારી..........એ રાગ)
તે મને માયા લગાડી રે આશ્રમના જોગી....તે મને
સાબરમતીને તીરે આશ્રમ બાંધ્યો બાવા
ખાદી સરવેને પહેરાવીરે... ...આશ્રમના જોગી
ધોળી ટોપીની જમાત બહુ શોભે બાવા
સ્વરાજ બંસી બજાવીરે....આશ્રમના જોગી
હિંદ આખામાં હાક નગાડી બાવા
પ્રજાને ઉગતી જગાડીરે....આશ્રમના જોગી
પ્રજાના સુખ માટે ભેખ ધર્યો છે બાવા
લંગોટી અંગે તે સોહાવી...આશ્રમના જોગી
બ્રીટીશ સૈન્યને સ્હેજે હઠાવે બાવા
રેંટીયો ચક્ર ચઢાવિરે....આશ્રમના જોગી
ગરીબને ધન્યવાન બનાવા બાવા
સાધન રેંટીઓ સીખાવોરે....આશ્રમના જોગી
મંત્ર ખાદીનો બંસીમાં વાગે બાવા
રૈયતને ઘેલી બનાવીરે....આશ્રમના જોગી.
હીંદ આખો તુજ નામ જપે છે બાવા
બારે ભભુતી ભમરાવીરે.....આશ્રમના જોગી

ખાદી નજર સુદ્ધ 'ખાદીનું' બાંધ્યું બાવા
કોંગ્રેસ ત્યાંતો ભરાવીરે.......આશ્રમના જોગી

સંવત ઓગણી ઇઠોતેર સારી બાવા
માગશર વદી દ્વાદશીરે........આશ્રમના જોગી

દેશો દેશની રૈયત આવી બાવા
આનંદ અંગ ના સમાઇરે........આશ્રમના જોગી

દીન આઠ અંગે ઉમંગ ન માચે બાવા
પૃથ્વી આનંદે છવાઇરે........આશ્રમના જોગી

હીંદુ ભાઇઓને વીનંતી કરૂં છું વાલા
ખાદી પહેરજો સુખ માનીરે.......આશ્રમના જોગી

હીંદ માતા પરાધીન પડી છે ભાઈઓ
મુક્ત કરો બેંટીઓ ફીરાવીરે......આશ્રમના જોગી

હીંદુ મુસલમીન એકજ થાવો ભાઇઓ
સ્વરાજ લેવામાં જાશો ફાવીરે......આશ્રમના જોગી

બેઉ કરજોડી અરજ કરૂં છું ગાંધી
પ્રભુ આશ પુરે તમારીરે......આશ્રમના જોગી.

# વિદેશી કાપડની હોળી.

---

બાળી નાંખોરે ભાઈ બાળી નાંખોરે,
તમે વિદેસી કપડાં બાળી નાંખો.
જેને હાડ માંસની ખેર ચડે,
તેને હિંદુ મુસલમાન કેમ અડે.
હવે દેસનું ગૌરવ કંઇ રાખો,
તમો વિદેસી કપડા બાળી નાખો.
હજારો ગાયો કપાયે છે, તેનું ગોસ વિદેસી ખાયે છે
અભીમાન હવે કઈ દેશ ધરો,
તમો વિદેસી કપડા બાળી નાંખો.
કરોડો રૂપીઆ જાએ છે, વિદેસી મોજે મારે છે
બની દેસી પરાધીનતાં તોડો,
તમે વિદેસી કપડાં બાળી નાખો
દેશ તમારો દુઃખી છે, આર્ય મહિલાઓ ભુખી છે.
હવે સ્વતંત્રાને કઇ સીખો,
તમે વિદેસી કપડા બાળી નાખો
વિદેશી કાપડ બાળેજે, પાપ તેનું ધોવાએ છે
તેથી સ્વરાજ્ય નજીક આવે છે,
તમે વિદેસી કપડાં બાળી નાખો.

## સ્વરાજ લેવું સ્હેલ છે-રાગ

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પ્હેરો-મારી બ્હેનો,
ગાંધી છોડવવા સ્હેલ છે.
ભભકાને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો-મારી બ્હેનો
આળસપર નિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો-મારી
ખાદીની ધુન લગાવો, ખાદીનું દાન જગાવો-મારી બ્હેનો
ખાદી તાકા લઈ ફરજો, સૌને તમ જેવા કરજો-મારી
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો-મારી બ્હેનો
વીવા કે મરણા ટાણે, ખાદી વાપરજો કાણે-મારી બ્હેનો
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી-મારી
વણનારો તાણો વાણો, અંત્યજને બંધુ જાણો-મારી બ્હેનો
સભામાં થાજો સૌ પ્હેલા પા રૂપીયો આપી બ્હેલા મારી
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો- મારી બ્હેનો

---

(રાજીઓ.)

હાય હાયરે પુલણજી પુગ્યા નકાગા
ખુશામતમાં ખાસડાં ખાનારે હાય હાયરે.
ચાંદ દેખીને દિલડું ચમકે

માન મળતાં મુખડુ મલકે
હિંદ ખાતર દિલના ખટકેરે હાય હાયરે.
વૃથા જીવન એળે લુટાયું
તોય મરતાં ન ધન સાથ આવ્યું
હાય હિંદી તે માન કયાં ગુમાવ્યું હાય હાયરે.
એમ કરતાંરે બંધાશે ઠાઠડી
પાછળ કુટશે હાય છાટડી
કહેશે વૃથા ગુમાવી જાતડીરે હાય હાયરે.
હિંદિ થઇને હિંદિને હણુંનો
ખાય ખૂબીથી તોયે ખોતરતો
પુલ્યો ફોગટ ફુના થઇ મરતોરે હાય હાયરે.
હાથે કરેલાં હૈયે અથડાશે
ત્યારે ગાંધીની શીખ સમજાશે
મોહન કહે પાછળથી પસ્તાશેરે હાય હાયરે.

---

## મહાત્મા ગાંધીજીને ચરણે.

દુર્બળતા હેને તજી કંકણુ કાયર કામ
શૂરાતન લેને સજી અમર થશે તુજ નામ
અમરતો તે થયા કે
જેણે પરને માટેજ જન્મ લીધો

---

## હર હર સ્વદેશ.

---

રે સિંદ્ધ તણા સંતાન ગરજતા ગયા છોડીશું હીંદ
ડોલાવતા ડગમગ ડુંગર ત ઝુરે લુંટાતું હીંદ
કયાં દુર્ગાદાસ શૂરવીરએ
કયાં ગયા શીવાજી શૂરરે
જેણે અરીનાં અરે કાળજા ભેદયાં છે છીન્દ ભીન્ન
કયાં રમણુ યુદ્ધના યોદ્ધા
કયાં રામ રાજય અયોદ્દયા
તે રામ રાજય રસમય સૂત્રોનું ભરો હૃદયમાં બીંબ
કયાં હાય ગુલામી આવી
કયાં દેશ દશા દૂર ભાવી
તે જોઈ હૃદયમાં જરી દયાના આવે શું દૂરદિન
પાષાણુ હૃદય પીગળતાં
જોઇ કત્લ પંજાબે કરતા
જલીયનવાળાં બાન શીકારી હણે જુલ્મ આધીન
કયાં ખીલાફતની ખાતર
થયા બંધન મૌલા બીરાદર

રે સદી ગુલામી જીવે જગતમાં જાણે નમાલાદીન
રે કૃષ્ણ ગાંધીજી ગરવા
જે જુલમ અનીતિ હણવા
લે દીએ સુદર્શન ચક્ર રેંટીઓ બને પાપીઓ ક્ષીણ
દઈ તજી ગપાટા વાતો
સહુ ખાતે રેંટીઓ કાંતો
બને સાચા સ્વદેશી સુતર તાંતણે સ્વરાજ્ય છે આધીન
શું તોપ ગોળા ત્યાં કરશે
જયાં હરી સુદર્શન ફરશે
છે સાચ હરીની સાચ કામમાં બનો ભક્તિમાં લીન
મહા તાજ વગરના રાજા
મહાત્માજી જીવજો ઝાઝા
જે આજે ગુલામી દોર તોડવા જેલે વસે રણધીર
જેલ બંધનને પરીહરવા
કહે ગાંધી ખાદી વાપરવા
પછી થશે અભય તું સરસ સમયને સાધીને શૂરવીર
ડગમગ સત્તા ડગમગશે
જયાં આત્મબળ સંચરશે
ટળશે અરીને વરશે વિજયની માળ ગરજશે હીંદ

# ગરબો.

---

આવો આવો અસહકારી બેનડી, માત ભારતીને
આંગણે સાહેલડી
ઉગે ભારતી પ્રભાત પ્રીય બેનડી, ઉષા સોહે
સ્વરાજ્યની સાહેલડી

દુઃખ દેખી નીજ માતનાં દ્રવ્ય હૃદય પાષાણ
જુલ્મ અનિતિ ટાળવા બન્યા ગાંધી સરદાર
હીંદુ ઈસ્લામ શાંત સાથીઆરે
શોકત મહમદ શુદ્ધ ગોઠીઆરે
રણ આંગણે ઉભાં અમે બેનડી તજી તરવાર તીરને સાંહેલડી
સજયાં શસ્ત્ર અમે શાંતીનાં બેનડી આત્મ બળને યોગે ઓ
સાહેલડી
ચક્ર સુદર્શન જયાં ફરે જ્યાં કૃષ્ણ ગાંધી સરદાર
સત્તા બળ યાં શું કરે રહ તોપ ગોળા તલવાર
સુતરને તાંતણે સ્વરાજય બેન આવશે
સહુ ખાદી પહેરો દીન દશા દૂર ભાગશે
જતાં જેલે જે દેશભકત બેનડી અર્પો વિજય સૂત્ર માળ
ઓ સાહેલડી.

તેનાં પંથે પળોને સહુ બેનડી કાંતો રેંટીઓ હા રેંટીઓ
સ્વરાજ્ય કેમ મળશે ઓ સાહેલડી.

---

(લાગી લગન મને એ રાહ.)

માગ્યે સ્વરાજ્ય નહિ મળશે હો જનુની જાયા માગ્યે
સ્વરાજ નહિ મળશે—ટેક.
નહિ જાગો તો જરૂર જુલ્મ કરશે હો જનુની જાયા
માગ્યે સ્વરાજ્ય નહિ.
મોટી મીટીંગો ભરીશું કીધું, કાર્ય કર્યા વીણ કદી
ફળ દીઠું
કર્મ કરે તે સહુ મળશે. હો જનુની જાયા

શેર.

રે ઝુંપડીમાં જાનેરે કુરબાન ભૂખે થાય છે.
રે લૂંટતી સમનાર નર ભીખ માગતા ભચકાય છે
મહેનત કરે બેતણી પણ એના પોવાય છે
રે રે દશાએ દેશની જોઇ હ્રદય સળગી જાય છે
જો જો લુટારો લૂંટ કર.., હો. જનુની.
કૃષ્ણ ગાંધીની શીખ ઉર ધરજે.

ચક્ર રેંટીઓ સુદર્શન ફરશે
તો આશ અંતરની ફળશે........હો જનુની જાયા
પંજાબના ઈન્સાફમાં રે હાય કત્લો શું કરી
પેટે ચલાવી ચોટ ચાબુક મારતા જુલ્મી અરી
એ બંધુ ખાતર પ્રાણ પાથરજે
ચરખો ચલાવી ખાદી ઉર ધરજે.
તો જડમૂલ જુલ્મ સહુ ટળશે..........હો............
બહુ બહુ કહ્યું બહુ સાંભળ્યું બસ હૃદયા આ સળગી ગયું
અન્યાયને જૂલ્મો રાણી આંખો જીગર રક્તું થયુ
એ જીગર આંસુને લોવા
જો ચહે હીંદની શેવા
તો ઝુકાવો સ્વરાજ્ય ઝટ મળશે, હો................
મોહનમાળ આલે કંઠ ધારી
રણમાં પડો હર વદેશ પુકારી
ચહોતો ડુંગર ડગમગશે હો જનુનીઆ............
કેમ કહો શું કરશો.

---

સુરતના સેલાણી.

કંઈ દાઝે ભારતની આણીરે સુરતના સેલાણી
તજો મોજશોખ મનમાનીરે સુરતના સેલાણી,—ટેક.
સુરત નામ સોહાગી પણ કંઈ બદ સુરતનાં કામ

સુરત સલુણી પ્યારી રૂડી, પણ નાક નગુણુ નકામ—
સેલાણી
વિદ્યા વિહીત ઘણા જન ગુણીવલ, પણ ભાષા ભૂત સમાન
માહીકરી સુણતાં સહુ બોલે, જે સુણી શકે નહિ કાન—
સેલાણી
વિનય વિનાની ભાષા બોલે, મદીરા વાડી મસ્તાન,
ભોગ ભોગવવા ખાનપાનમાં રોગનણા નિધાન—
સેલાણી
વિર્ય હીણુ વસે વધું પુરૂષો કામીની કમે તમામ
સ્વાર્થ વિષયની ચાલે સાધના નિર્લજ નફ્ટ નકામ—
સેલાણી
ખોટ ખર્ચમાં કરે ખરાબી ઠાઠ મહી વીણુ દામ
ભપકે ભારે બજારે રહાલે અંદર પોલ તમામ—
સેલાણી
સદ્‌ગુણીને ગુણહીણુ બનતા બને કામીની નીષ્કામ
કલંક લાગે વગર વાંકનું, કેમ સહી શકે ઘનશામ—
સેલાણી
અલબેલી બની ચાલી નીકળી મોટા મંદીરનુ નામ
દર્શન મન પ્રિયજનનાં કરવા ધરે ભક્તિ બદનામ—
સેલાણી
ફેશનમાં પુર ફસી હશીને ચાલે ચોક બજાર
છળે છટકેલો છેલ ફેલથી ફના કરે ઘરબાર—
સેલાણી

વૃથા વાણીમાં હિંમત રાખે બળમાં ગૌરી સમાન
કચ્છ વાળી ફરે કંઈક કામીની યોદ્ધા સમ અભિમાન —
સેલાણી
ટગે તાપ સહુ તાડી પીતાં દરરોજ તાડી મેમાન
સારા દિવસની સહુ કમાણી પીઠે જમા નુકશાન —
સેલાણી
કારીગરી કરે બહુ કારીગર જરી રેશમની જાણ
રોજ કમાયે પીઠે જાએ આખર તાણુમતાણુ —
સેલાણી
હજાર રૂપીએ ઘોડાગાડી દશ હજાર જો દામ
મોટર વસાવે મુખ મલકાવી એક પચીસની હામ—
સેલાણી
વિષય ભયંકર વિષધર મ્હાલે ગુણીકા કરતી ગાન
દામ દઈને ડાહ્યો દીવાનો ગાન મહીં ગુલતાન—
સેલાણી

ગાયન.

ધીરો ધીરો ચાલેરે ! મીઠા મીઠો ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉધ્ધાર રે ! ધીરો૦

(સાખી)

ત્રાક રૂડી પાંખા રૂડા ઉજ્વલ તેનાં નાગ.
ઉજ્જવલ પૃણી ઓપતી ઉજ્જવલ મારા હાથ.
દુઃખો સહુ હરતોરે ! અભયપણે ફરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરો૦

---

ઝુકાવી શીરને સાટે લડયા એ એ તાજને માટે
છતાં ના દાદ કંઇ દેતે–કહો ત્યાં દોશ કોનો છે––
લડયા વીદેશીઓ સાથે બ્રીટનના વાવટા કાજે
છતાં લાયક નથી ભાખે–કહો ત્યાં દોશ કોનો છે—
થઇને રાંક કરગરતાં અમે માગ્યું અમારૂં તો.
છતાં દઇશું કહી દમતા કહો ત્યાં દોશ કોનો છે—
ખિલાફત ધર્મ ખાતર જે મુસલમીનને હૃદય ભીતર,
લગાવ્યું હાથરે ખંજર–કહો ત્યાં દોશ કોનો છે—
લખીત એ લેખ રાણીના ન બંધન હોય ધર્મમાં,
છતાં છે છેક અવગણના–કહો ત્યાં દોષ કોનો છે—
અમે ચેતી અમારૂં શું હવે શોધી અમે લઇશું,
છતાં તમને ગમે તે ના–કહો ત્યાં દોશ કોનો છે—
અમે હસ્તે વણી ખાદી પહેરી સ્વેતને સાદી
તુટે વેપાર વિદેશી કહો ત્યાં દોશ કોનો છે—
કરે શિક્ષણ નમાલા લાજે અમે તેને તજી દઇએ,

છતાં તમને રૂચે ના તે કહો ત્યાં દોશ કોનો છે—
વિદેશી માલને છોડો વિદેશી બંધનો તોડો,
પહેલેથી જણાયું તો-કહો ત્યાં દોશ કોનો છે—
છતાં રે શૌકતઅલ્લી સહુ બીજા નેતા કર્યાં બંધન,
કરવા સ્વરાજયનું ખંડન-કહો ત્યાં દોશ કોનો છે—
દબાવી દાખલા દેવા અમોને ભીરૂ ગણી લેવા,
ચલાવો આ અદાલત પણ-કહો ત્યાં દોશ કોનો છે—
હવે અપમાનથી મરવું ગુલામીથી જવું જેલે,
અમે પ્યારૂં ગણ્યું છે તો-કહો ત્યાં દોશ કોનો છે—
અરે પંજાબના ન્યાયે કતલ કંઇ જાનની કીધી
છતાં હીંદ રહે સાંખી-કહો ત્યાં દોશ કોનો છે—
અમે ખાદી પહેરી તો તમે તે ફાડી તોડો છો
દબાવો દેશનો હુન્નર-કહો ત્યાં દોશ કોનો છે—
તમારા સ્વાર્થની ખાતર કરો આ હીંદને ઘાયલ
ભલે હીંદી ભૂખે મરતા-કહો ત્યાં દોશ કોનો છે—



ભાઈઓ જરા સબુર કરો.

તમોએ ઘણી જાતની ખીલની દવા વાપરી હશે પણ નાશીપાસ થયા છો તો એક વાર હમારો ખીલનો મલમ વાપરવા ખાસ ભલામણ છે.

તેમજ લાહોરવાલા પ્રખ્યાત પંડીત ઠાકુર શર્માની બનાવેલી તમામ દરદો ઉપર અકસીર

# અમૃતધારા

તેમજ જામનગરવાલા વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજીની શક્તીને માટે પહેલવાન જેવા બનવું હોય તો વાપરો

## આંતકનીગ્રહ ગોળીઓ.

# સી. એન. બ્રધર્સ.

દરેક જાતની દવા સેંટ સાબુ કોલનવૉટર તેમજ પ્રોવીજન ચાહ કોફી વેચનાર.

કણપીઠ બજાર— સુરત.